# शारंगधरसंहिता.

॥ प्रसिद्ध योगा मुनिभिः प्रयुक्ता ॥
॥ श्चिकित्स कैर्ये बहुशोनु भूता ॥
॥ विधीयते शारंगधरेण तेषां ॥
॥ सु संग्रहः सज्जन रंजनाय. ॥

અર્થ—ચરકાદિ મુનીએ કથન કરયું અને વૈદોએ રોગ ઉપર વારંવાર ઔશધી અજમાવીને અનુભવ મેળવ્યો. એવી રીતે જે વિખ્યાત યોગનો સૂસંગ્રહ જન હિતારથ શારંગધર આર્ય રૂષીએ સંસકૃત ભાષામાં ગ્રંથ પ્રસીદ્ધ કરયો.

## શારંગધર સંહિતા.

શારંગધર આર્ય રૂષીએ ત્રણ ખંડમાં રચેલો વૈદકનો ગ્રંથ

**તેનું ગુજરાતી ભાશાંતર**

આવૃતી પેહેલી વીભાગોમાં નકલ પાંચશો

**બનાવનાર તથા વેચનાર**

ઈશવરદાશ લાયબ્રરીવાળા મુંબઈના કાલકાદેવીને રસ્તે રામવાડી પાસે બુક વેચનાર.



મુંબઈ

આર્ય-મંડળ છાપખાનામાં જયશંકર સ્વેશ્વરે છાપી.

# પ્રવેશક

શારંગ ધર સંહિત્તા નામે વૈદકનો ગ્રંથ મહાન શારંગ ધર રૂષીએ અનુંભવ મેળવીને સંસકૃત ભાષામાં શ્લોકોથી રચેલોછે, તેના ત્રણ ખંડ કરેલાછે. પ્રથમ ખંડમાં રોગની ઉત્તપતી અને તેના લક્ષણ ઇતિયાદીછે. બીજા અને ત્રીજા ખંડમાં દરએક રોગ ઉપર ચુરણ, ઉકાળા, રસાયણ, પાક ઇતિયાદી ઔાષધી બતાવેલીછે. એ ગ્રંથ દુન્યામાં સર્વે ગ્રહસ્થોને ઘણો ઉપીયોગી અને વખાણવા લાયકછે; તેનું મુખ્ય કારણ એછે જે અંગ્રેજી દાકટરોથી કેટલાક રોગીને ફાએદા થતો નથી, ત્યારે તે રોગી આખરે કંટાલીને અનુભવી દેશી વૈદ્યને પકડેછે. કેટલાક દેશી વૈદ્ય પાશે એવા રોગી આવ્યાથી વખાણાએલા આ ગ્રંથના આધારે તે રોગી ઉપર ફ્તે પામેછે. એવી રીતે કેટલાક દાખલા બનેલાછે.

દશ વરસની અગાઉ અંગ્રેજી વૈદકનો ફેલાવો થવાથી દેશી વૈદકને કેટલાએક ગ્રહસ્થો ધીકારતા હતા, તેમાંના કેટલાએકને ઘેર હાલમાં દેશી વૈદકને પાછું માન મળવા લાગ્યુંછે, એ મોહટી ખુશીની વાત છે; કેમકે પ્રાચીન રૂષીઓએ હજારો બાબદ ઉપર વખણાએલા કેટ. લાક ગ્રંથો કરેલાછે, તેની કોઈ ગ્રંથકર્ત્તા સોધ ન કર્તા હતા, અને આ ગ્રંથકર્તા ઉપર જ્યારે ફરજ આાવી પડી ત્યારે વૈદકના પુસ્તકો તપાસતા પ્રાચીન ગ્રંથો જોઇને સંતોષ ઉપજયોછે; કે આ ગ્રંથનો ગુજરાતી ભાષામાં તરજુમો થાયતો સર્વે ગ્રંહસ્થોને ઉપીયોગી થઇ પડે.

દુન્યામાં દુઃખદાયેક રોગથી છુટેલો કોઇજ ભાગ્યશાલી હસે કે તેની ઉમંરમાં રોગી ન થયો હોય, એટલુજ નહી પણ સર્વે ગ્રહસ્થોને ભલામણ કરીએચ કે આ નામીચું વૈદકનું પુસ્તક પોતાના રેહઠાણમાં રાખી પોતે, સ્ત્રીઓ, બાળકોએ વાંચવું જોઈએ, તેથી હરયેક રોગ ઉત્તપન થતોજ અટકાવી શકે. હરયેક થતો રોગ પ્રથમ અટકી પડયો નહીતો, તે રોગ વધીને શરીરને ઇજા કરેછે.

માટે આ ગ્રંથ દરએક ચહડતા અંકમાં પ્રસીધ થશે. તેના દર એક અંકની કીંમત બે આના રાખેલીછે તેનુ કારણ એછે કે સસ્તી કીંમતના અંક હોયતો આ પુસ્તક ખરીદવાને સરવે ગ્રહસ્થોને બની આવે. એના સરવે અંકો જે ગ્રહસ્થોને લેવા હોય તેવોએ છપાતા અંકના બબેઆના અગાઉથી મોકલી આપવા તથા દેશાવર ખાતેના જે ગ્રહસ્થોને આ અંક ખરીદવા હોયતો પોશટેજનો દર અંકે એક આનો વધારે મોકલવો.

આ ગ્રંથમાં ઔષધનું વજન કરવાને વજનોના અને ઔષધીના નામો સંસકૃત ભાષામાં છે માટે તેના ગુજરાતી નામો જેટલા મળી આવશે તેટલા લખાશે અગર જે નામો ગુજરાતીમાં નહી મળી આવે તે મરાઠી કે સંસકૃત જાણવા.

ઇ૦ લા૦

## ૧૭૮૯

# શારંગધર સંહિતા.

## અંક પેહેલો.

॥ हेत्वादि रूपाकृति सात्म्य जाति ॥
॥ भेदैः समीक्ष्यातुर सर्व रोगान् ॥
॥ चिकित्सितं कर्षण बृंहणाख्यं ॥
॥ कुर्वीत वैद्यो विधिवत्सयोगैः ॥

અર્થ ૧ હેતુ, ૨ આદીરૂપ, ૩ આકૃતિ, ૪ સાત્મ્ય, ૫ જાતિ. એવી રીતે રોગીના સંપૂરણ રોગનો ભેદ જાણવા માટે વૈદે પુરતી રીતે શાસ્ત્રની મદત લેવી. ઉપલા પાંચ ઉપરાંત પ્રવૃદ્ધ વાયુ વધીને તેનો ૬ કર્ષણ રૂપચિકિતસા, અને ૭ અતિ ક્ષીણ દોષોની બૃંહણ રૂપની ચિકિતસા એ સાતે લક્ષણ તપાસવાં.

૧ હેતું. એટલે ઇંચ્છાથી જે રોગ થાયછે તેનું નામ હેતું અથવા નિદાન કેહછે. ૨ જુ આદીરૂપ. એટલે રોગ થવાની અગાઉ બગાશા, શરીરને દુખાવો, અરૂચિ ઇત્યાદિ લક્ષણ થાયછે, તેનું નામ આદીરૂપ અથવા પૂર્વરૂપ. ૩ આકૃતિ. એટલે રોગ ઉતપન થવાની અગાઉ તૃષા, મૂર્છા, ભ્રમ, દાહ, નિદ્રાનો નાશ ઇતિયાદીક લક્ષણ થાયતો તેનું નામ આકૃતિ અથવા રૂપ કેહેછે. ૪ સાત્મ્ય. એટલે ઔષધ, અનવિહારનો ઉપ્યોગ કરવાથી રોગીને સુખ પ્રાપત થાય તેને સાત્મ્ય અથવા ઉપસ્ય કેહછે. ૫ જાતિ. જે કારણથી દુષીત વાયું, સ્યન્યતમ દોષ દુષ્ટ થઇને ઉરધ્વોધર તિરયક એટલે દુષીટ વાયું, કોઠામાં ઉપર દોડીને રોગની ઉત્તપત્તી થઇ તો, તે કારણથી દુષ્ટ દોષ અથવા દોડતો દુષટવાયું રોગની ઉત્તપત્તી કરનાર સાધારણ હોય તોપણ તેનું નામ આનું પૂર્વિક માન, જાતિ, સંપ્રાપ્તિ કેહછે. ૬ કર્ષણરૂપ. શરીરમાં વાયુંનો દોષ વધ્યાથી, તે ઉપર ઔષધ કરીને હલકો કરવો તેને કર્ષણરૂપ કહેછે. ૭ અતિક્ષીણ દોષોથી બૃહણરૂપ. એટલે શરીર રોગથી અત્તીક્ષીણ થયો હોય તે અથવા શરીર ગેળાઇ ગયેલા.

॥ यदौष धंतु प्रथमं यस्य योगस्य कथ्यते ॥
॥ तन्नाम्ने वस योगोहि कथ्यतेऽत्र विनिश्चयः ॥

અર્થ પ્રયોગમાં એટલે હરયેક કુવાત, ચુરણ, ગોલીઓ કે, માંત્રામાં પ્રથમ ઓષડનું નામ જે લખેલું હોય તે પ્રથમ નામે તે ઓષડનો પ્રયોગ ઓળખાયછે. જેમકે કોહલા પાકમાં ઘણાક વશાણા આવેછે, તોપણ તેમાં પ્રથમ નામ કોહલાનું લખેલું હોયછે માટે કોહલા પાકને નામે ઓળખાય તથા રાસનાદી કુવાતમાં કેટલીક વસ્તું આવેછે તોપણ પ્રથમ રાસનાનું નામ હોયછે માટે તેને રાસ્નાદી કુવાત કેહછે.

## ઓષડ ખાવાનો નિયમ તથા તેનો વીચાર.

સર્વે માણસને એક સરખે વજને ઓષડ અપાતું નથી, કેમકે સર્વે દેશની રૂત, શરીરના બાંધા એક સરખા નથી. માટે રૂત, હવા, વખત હરયેક માણસની જથરાયગનીનું બળ, પ્રકૃતી, દોષ, દેશ, તેનો વીચાર કરીને હરયેક માણસને ઓષડ આપવું તથા હરએક ઓષડની મેળવણીમાં લખેલું હરએક ઓષડનો ગુણ વ્યાધીને વધારનાર હોયતો તે કાહડી નાખવું. અગર એકાદ ઓષડ રોગીના દુખને ઘટાડનાર હોયતો, તે વૈદ પોતાની બુધ્ધીથી મેળવણીમાં તે ન લખેલું હોયતો તે વધારવું.

## કલીંગ ભાષાથી ઓષડના નીયમ.

કલીયુગમાં એટલે હાલના વખતમાં માણસોની મંદાગ્ની અને ઠીગણા, તથા બળહીણ થયેલાછે તેથી હાલના વખતમાં માણસોની શક્તી પ્રમાણે હરએક ઓષડનું વજન રાખવું.

## ઓષડ વાપરવાનો વીચાર.

હરએક ઓષડમાં મેળવવાને હરએક કાસ્ટાદીક ઓષડ નવું વાપરવું પણ વાવડીગ, પીપર, ગોળ, ધાણા, મધ, ઘી, એ છ જણસ ઓષડમાં મેળવવાં હોયતો જુના વાપરવાં. તથા ગરોળ, કુડાની છાલ, અડુલશો, કોહલું, શતાવરી, આસધ, કોરાટા, એટલે કાટારખા, વરીઆળી, ચાંદવેલ, એ નવ જણસો લીલી વાપરવી પણ લીલી ન મળે તો શુકી પણ નવી વાપરવી. તેનું વજન લખ્યા પ્રમાણે લીલાં કે શુકાંનું એકસરખું લેવું. લીલી હોયતો તેના

ગુણ વધારે જાણવો. ઉપર લખેલી નવ અને ૭ વસતું ઉપરાત જે જણસો ઓષડમાં મેળવવી હોય, તે જણસો મુકી મળે તો તે નવી લેવી.

હરએક કુવાત, ચુરણ, ગોલી કે માંત્રા ખાવાને વખત લખેલા ન હોય તે ઓષડ પ્રાતસકાલે ખાવું. જે ઓષડનું અંગ કહેલું ન હોય તેના મુલીઆ લેવા, જે ઓષડનું વજન જુદુ જુદુ કહેલું ન હોય તે સંભાગે લેવું. જે ઓષડ બનાવવાનું વાશણ કહેલું ન હોય તે મટોડીના વાશણમાં બનાવવું, અને રાખવું. હરએક ઓષડનું નામ બે વખત લખેલું હોય તે બેવડું વજને લેવું.

ચુરણમાં કે ઘી, તેલમાં નાખવાને ચંદન લખેલું હોય તો સફેદ શુખડ વાપરવું. ઊકાલામાં કે લેપમાં ચંદન લખેલું હોય તો લાલચંદન રતાનજલી વાપરવી; પણ લોહી ઉકાલાથી માથું દુખતું હોય તો, શુખડને પાણીમાં ઘશીને માથે હજામત કરાવીને લેપ કરવો.

ચુરણ બે મહીના પછી ગુણ કરતું નથી, ગોલીઓ, પાક એક વરસે નીરવીર્ય થાયછે. જે ઓષડ તેલ અથવા ઘીમાં બનાવેલું હોય તે ચાર મહીને નીરવીર્ય થાયછે. સપ્ત ધાતુની હરએક ભશ્મ; અથવા રસાયનની વસ્તુ શરસ બનાવટની હોય તો, તે જેમ જુની તેમ વધારે ફાએદો કરે છે.

## ઓષડ લાવવાનો પ્રકાર.

હરયેક વન્સપત્તીઓના ઓષડ વીશે—વીદ્યાદ્રી પર્વત ઉપર શુર્યના કીરણ વધારે તપેછે, તેથી તે જગ્યામાં થયલી વન્સપત્તી (ઉષણ) ગર્મ ખાશીયત ધરાવેછે. હીમાલ્ય પર્વત ઉપર શૂર્યના કીરણ જુજ તપેછે અને તે જગ્યાએ સીતલતા હોયછે, માટે તે જગ્યાની વન્સપત્તી સીતળ ખાશીયતની થાયછે. તે પ્રમાણે હરએક જમીનનો ગુણ સીતળ કે ગર્મ હોય તેમાં થયેલી વન્સપત્તીના ઓષડમાં તેવી ખાશીઅત થાયછે. આશો, કારતક મહીનામાં સર્વે વન્સપત્તી લીલી અને રસ ભરેલી હોયછે, માટે એ બેહુ મહીનામાં સર્વે વન્સપત્તીના ઓષડો લાવી મુકવાં; પણ ધાળ થનાર કે ઉલટી થનાર વન્સપત્તોના ઓષડો લાવવાં હોય તો, વૈશાખ કે જેઠ મહીનામાં લાવવાં. લીંમડો, આંબો ઇતિયાદીવૃક્ષના મૂળ મોહટાં થાયછે, તેના મૂળની અંતર છાલ લેવી. રીંગણી, ગોખરૂ ઈતિયાદી વન્સત્તીના મૂળ નાહાના હોય છે માટે તેના, મૂળ, ડાંખલી, પાંત્રા, ફુલ સુદ્ધાં લેવાં પણ કેટલાક વૈદનું મત એવુંછે, કે તેના ફકત મુળીઆજ લેવાં. વડ, ભીંડી, જાંબુ, આંબો, પીપલા ઇતિયાદી મોટાં

વૃક્ષની અંતરછાલ લેવી. બીજમો. ખેર, આસાણા, મહુવડા, બાવળ, ઇતિયાદીની અંતરછાલ મધિનો નાર લેવો. તમાલપત્ર, કુહવાર, નાગવેલ, ઇતિયાદીના પાંત્રા લેવાં. હરડા, બેહડા, આમળા, સોપારી, બોર ઇતિયાદીના ફુલ લેવા. ધાવટી, પગસ, કેશુડા, ગુલાબ ઈતિયાદીના ફુલ લેવા. હરએક થુવર, આકડાનું દુધ લેવું.

इंतिश्री दामो-रसुनु शारंगधरेण विरचितायां सूत्रस्थाने प्रथम खंडे परिभाषाऽध्यायः ॥ १ ॥

---

## અધ્યાય બીજો.

### ઓષડ ખાવાનો વખત.

ઓષડ ખાવાના પાંચ વખત છે. તેમાં ૧ પ્રથમ શૂર્ય ઉદય થતી વખતે ઓષડ ખાવું તે. ૨ દીવસે ભોજન કરવાની એક કલાક અગાઉ ખાવું તે બીજો વખત. ૩ દીવસના ભોજન કીધા પછી ચાર કલાકે ખાવું તે ત્રીજો વખત. ૪ સાંજના ભોજનની અગાઉ ખાવું તે ચોથો વખત. ૫ રાતરે સુતાની અગાઉ ખાવું તે પાંચમો વખત. ૬ હરએક ઓષડના અંગરસ કાહડેલો કે ચુરણ, ચાટણ, ઉકાલો, હીમ, હેતર, હોય તો રોગીએ પ્રાતસકાળે ખાવું; કે પીવું. તે વીશે વધારે ખુલાસો.

### પ્રથમ વખત.

પીત્ત, કફનો રોગ થયાથી પીત્તવાલાને રેચ અને કફવાલાને ઉલટીનું ઓષડ પ્રાતસકાલે આપવું. વાતાદી દોષ એટલે વાયુનો કોપ થનાર મજબુત માણસને (પતલી કરણ) એટલે તેને નબળો કરવાને મધપાણી ઇતિયાદી સનેહના ઓષડ પ્રાતસકાલે આપીને નબળો કરવો.

### બીજો વખત.

(ગુરદા) સંબંધી વાયુ (કુધ) બંધાયલો હોયતો તે રોગીને દીવસના ભોજનની અગાઉ ઓષડ આપવું; અગર અરૂચી થઇ હોયતો નાના પ્રકારના અન્નો તથા નાના પ્રકારે રૂચી કરનાર સ્વાદીસ્ટ ચટણી કે મુરંબાની

સાથે ઓષડ ખાવું. નાભી સંબંધી વાયું (સુમન) થઈ ભુખ બેશી ગઈ હોયતો તેને ભુખ સારી લાગે તેવું ઓષડ ભોજનની સંગાથે ખાવું. આખાં શરીરે વાયું વ્યાપીને (વ્યાન વાયું) નો કોપ થયો હોયતો તેને ભોજન કીધા પછી ઓષડ ખાવું. ઉચકી, હેડકી ઈતિયાદી (આક્ષેપ વાયું કે કંપ વાયું) નો કોપ થયો હોયતો ભોજનની અગાઉ અને પાછલ ઓષડ ખાવું.

## તરીજો વખત.

કંઠ એટલે ગળા સંબંધી (ઉદાન વાયું) નો કોપ થઈને શબ્દ ભંગાદીક રોગ થયો હોયતો, સાજના ભોજન કરતી વખતે પ્રથમ ધાના દીક ઓરાકનો કોલીઓ ખાવો પછી એક કોલીઓ ધૃતા દીક ઓષડનો ખાવો, એવી રીતે ભોજન સાથે ઓષડ ખાવું, પણ જે (પહનું) પાણી સાથે ઓષડ મેળવીને કરેલું પહનું કે સરબત અથવા દુધમાં ઓષડ મેળવેલું હોયતો ચાર કોલીયા ધાના દીકનો ઓરાક ખાધા પછી એક ચમચો ઉપર લખેલા પહનું કે સરબત, અથવા દુધમાં મેલવેલા ઓષડનો પીવો, એવી રીતે ઓરાકની વચમાં ઓષડ પેટમાં જાએ તેવી રીતે ખાવું કે પીવું. રદય કે છાતીમાં (પ્રાણ વાયું) નો કોપ થયો હોયતો ઘણું કરીને સાજના ભોજન કરયા પછી એક કલાકે ઓષડ ખાવું.

## ચોઠો વખત.

તૃષા, ઉલટી, હેડકી, શ્વાસ, વીષદોશ એટલા રોગવાલાએ વારંમવાર ઓષડ ખાવું. તેજ પ્રમાંણે વારંમવાર અનાદીક કે ધીના ઓરાક સાથે પણ ઓષડ ખાવું.

## પાંચમો વખત.

(કરણ) રોગ એટલે કાનનો રોગ, આંખનો રોગ, મૂખ રોગ, નાકનો રોગ, ઇતિયાદીક (ઉધર્વ) એટલે ઉપલા રોગ વીશે અગર (પ્રબંધ)

વાત્તાદી દોષ એટલે સરવ વ્યાપક વાયુંના દોષે (અત્તીક્ષણ) દોષથી એટલે અત્તી રોગ વધીને નબળો, તવાઇ ગયેલા માણસને ઓરાક પાચન થવાનું ઓષડ રાત્રે સુતી વખતે ધાન્ય રહીત ખવાડવું.

औषधादिकांचे ठायीं रसादिक पांच अवस्था आहेत तयां द्रव्ये रसे गुणे

वीर्ये पिपाकः शक्ति रेच सं वेदन क्रमा देताः पंचा वस्थाः प्रकीर्तिताः

અર્થ—ઓષડમાં જુદી જુદી રીતે રસાદીક અવસ્થા પાંચ હોયછે. તેના સ્વરૂપ અને ઉત્તપત્તી.

## રસનું સ્વરૂપ.

(મધુર) એટલે ગોળ, ઘી, સાકર, ખાંડ. (આમળ) એટલે આંમલી, કોકમ, બીજોરૂ, લીંબુ, ફળ હરયેક. (ક્ષાર) એટલે હરયેક નીમખ, સીંધાલુણ ઇતિયાદી. (તીખટ) એટલે પીપર, મરચા, મરી. (કડું) એટલે કડવો લીંમડો ઇતિયાદી. (તુરટ) એટલે હીમજ ઇતિયાદી.

## રસની ઊતપતી.

પૃથવી અને પાણીથી (મધુર) રસ થાયછે. પૃથવી અને અગ્ની એટલે શૂર્યના તાપથી (આમળ) રસ થાયછે. પાણી અને અગ્નીથી (ક્ષાર) રસ થાયછે. આકાશ અને વાયુંથી (તીખટ) રસ થાયછે. વાયું અને અગ્નીથી (કડું) રસ થાયછે. પૃથવી અને વાયુંથી (તુરટ) રસ થાયછે. એવી રીતે એક બીજાની મદતથી પાંચ અવસ્થાનો એક એક જુદો રસ ઉત્તપન થાયછે.

## ગુણોનું સ્વરૂપ.

પૃથવીનો જડ ગુણ, પાણીનો સ્નિગધ ગુણ, અગ્નિનો તીક્ષણ ગુણ,

વાયુંનો રૂક્ષ ગુણ, આકાશનો હલકો ગુણ, એ પ્રમાણે જુદા જુદા પાંચે વસ્તુમાંછે. તે સાથે બીજા ગુણ (સાંદ્ર) (મૃદ) (શ્લક્ષ્ણ) ઇતિયાદી ગુણો હોયછે.

## વીરયનું સ્વરૂપ.

વિર્ય પ્રાયશ : એટલે શરીરમાંથી ધાત નીકલીને પાણીને આસરે રેહછે, તેમાં એક (શીતોષ્ણ) અને બીજી (ઉષણ) એવી રીતે શીતલ, ગર્મ બે પ્રકારની થઇને ત્રણ ઠેકાણે ધાત અગન્યાત મક અને સોમાત્મક રેહછે; પણ શીતોષ્ણ વીર્યને ઠેકાણે બીજી તરેહની ધાત (સ્નિગ્ધ, રૂક્ષ) વિશદ પિચ્છલ, મૃદુ, તીક્ષ્ણ, ઇતિયાદી ધાત નીકલી ને રહેછે.

## વીપાકનું સ્વરૂપ.

ખોરાક ખાધા પછી તેનો રસ થાયછે તે.

મીસટાન ; રસ ખાંન, શાકર, ગોળ અને ક્ષાર નીમખ ઇત્યાદી નો ખોરાક ખાવાથી રસનો મધુર પાક થાયછે, (આમળ રસ) ખટાસની જણસનો આમળ પાક થાયછે, તુરી અને તીખાસની, કડવી જણસનો ખોરાક ખાવાથી તેનો તીક્ષ્ણ પાક થાયછે, એ ત્રણે પાકથી જુદાં જુદાં સ્વરૂપ થાયછે, તેમાં મધુર પાકમાંથી કફ થાયછે. આમળ પાકમાંથી પીત્ત થાયછે. તીક્ષ્ણ પાકમાંથી વાયું થાયછે. એ પ્રમાણે ત્રણ પ્રકારના પાકે કરીને ત્રણ પ્રકારનો કફાદીક દોષ ઉત્તપન થાયછે.

## પરભાવનું સ્વરૂપ.

ઓષડની ખાસીયત અને ગુણ.

આમળા ; રસ, ગુણ, વીર્ય વીપાકાદી ગુણે કરીને સમાન હોયછે, અથવા હલકા વજને છતાં, તેના ગુણે કરીને વાતાદી ત્રણ દોષોનો નાશ કરેછે, તથા (લકુચસ્ય રસાદીભી) ગ્રંથમાં સલોકછે તેનો અર્થ—આમળા

હલકા અને ક્ષુદ્ર પનસાદીરસે કરીને તેની ખાસીઅત એક સરખી હોવા છતા પોતાના ગુણે કરી કફ, પીત્ત વાયુંના ત્રણે રોગને બેશાડી નાખેછે. એકાદ ઓખડ એવું હોયછે કે પોતાના ગુણે કરીને અચાટ, અનેક રોગને બેશાડી નાખેછે. તેનો દાખલો હરયેક માણસ તાવ કે તપત આવતી હોય તેના માથાના બાલ સાથે સહદેવી નામે વનસપત્તીના મુલીઆં ફકત બાંધવાથી જ્વર, તાવ કે તપત આવતી હોયતો દુર થાય, એવી ખાસીઅત તે વનસપત્તીમાંછે.

## રસાદીકનો સવાદ અને ગુણ.

### ઓખડના આંગરસનો ગુણ અને તેમાં વીર્ય છે તે વીશે.

ઓખડના કોઈ રસ, કોઈ ગુણ, કોઈ વીર્ય, કોઈ વીપાક અને શકતી એ સર્વે ઓખડને આસરે કરીને રહેલી હોયછે, તે પોતાના ગુણો કરેછે તે જણાવું છઊં. રસાદીકનો દાખલો ગુળવેળકે ગરોળનો આંગ રસ સવાદે કડવો ઉષણ ગુણ છતા પીત્તને સમાવેછે કેમકે કડવાસ અને ઉષણ હોવાથી; પણ તે તીક્ષણ અને સનીધ ગુણ ધરાવેછે તેથી કફની વૃધી કરેછે. વીરયનો દાખલો વેલ મૂળ, એરંડ મૂળ, ટેટૂ મૂળ, શીવણ મૂળ, પાડળ મૂળ એ પાંચ મૂળને બૃહતપંચ મૂળ કેહછે તેનો સવાદ તુરો, કડવો છતા વાયુને સમાવેછે, કારણ તેમાં ઉષણ વીરયછે તેથી વીપાકનો દાખલો સુંઠ તીક્ષણ છતા વાયુનો સમન કરેછે, મધુર પાકછે તેથી શકતીનો પ્રભાવ કરેછે. તે વીશે ઉપલો દાખલો રસ, ગુણ, વીર્ય, વીપાક શરીરનાં બાંધાથી જે થતું નથી તે ઓખડનાં બળે કરીને થાયછે. તેનો દાખલો એરસાલ જે કુષ્ઠ રોગ કફ, ખાશી, દમનો નાશ કરેછે કારણ તેમાં વીલક્ષણ શકતીછે તેથી એ પ્રમાણે ઓખડનો પ્રભાવ વગર ધારવે થાયછે.

## વાતાદી દોષની વરધી, કોપ અને ઊપશમ થવાને ઋતું.

શૂર્યની ચાલ પ્રમાણે દર વરસની બાર સંક્રાતી આવેછે તેની ૬

રૂતુમાં રોગની વૃધ્ધી, પ્રકોપ, ઉપસમનો સંભવ થાયછે, એટલે દર મહીને જે સંક્રાતી આવેછે તેવા બે મહીને એક રૂતું બદલાયછે.

મેષથી વૃસ્ભ સંક્રાતી સુધી ગ્રીષ્મ રૂતું રેહેછે. મીથુનથી કરક સંક્રાતી સુધી પ્રાવૃરટ રૂતું રેહછે. સિંહથી કન્યા સંક્રાતી સુધી વર્ષા રૂતું રેહછે. તોલાથી વૃસ્ચીક સંક્રાતી સુધી સર્દ રૂતું રેહછે. ધનથી મકર સંક્રાતી સુધી હેમત રૂતું રેહછે. કુંભથી મીન સંક્રાતી સુધી વસંત રૂતું રેહછે.

## રૂતુના ભેદથી વાતાદી દોષનો સંચય, કોપ, શમન.

ગ્રીષમ રૂતુંમાં વાયુંનો (શંચય) બંધાણ થયેલાનું શમન થઇ, પ્રાવૃટ રૂતુમાં (પ્રકોપ) ઉછાલો થાયછે. વર્ષા રૂતુમાં પીત્તનું શમન થઇ, સર્દ રૂતુમાં પ્રકોપ થાયછે. હેમત રૂતુમાં કફનુ. શમન થઇ, વસંત રૂતુમાં પ્રકોપ થાય છે. સર્દ રૂતુમાં પોતાની મેળે વાયું સાંત થાયછે. પીત્ત વસંત રૂતુમાં પોતાની મેળે સાંત થાયછે. તેમજ કફ પ્રાવૃટ રૂતુમાં પોતાની મેળે સાંત થાયછે.

## ભોજનાદીકથી રોગનો સંચય, કોપ, શમન.

(વાતાદી દોષ) વાયુંના દોષને મળતા ગુણનો (ખોરાક અને [1]સમાન રૂતું) એટલે જે પદાર્થનો ખોરાક, વીહાર, અને ભોજનના શેવનથી વાયુના દોષનું (સંચય, પ્રકોપ,[1] ઉપશમ) થાયછે; તથા વાયુંના દોષને હટાવનાર ([2]વીપરીત) એટલે વીહાર, ગુરૂસ્નિ ગંધાદીક પદાર્થનું શેવન કરવાથી અકાલની વખતે વાયુનાં દોષનો નાશ થાયછે.

૧. (લઘુ રૂક્ષ) મગ ઇંતિયાદીક શીત પદાર્થ વાયું ગુણને (સમાન) વધારો કરનાર જાણવા; તથા વીદાહી, તીક્ષણ, આંમળ, આમલી, મરચા, કરાઇ, તેલ ઇતિયાદી પદાર્થ પીત્ત ગુણને (સમાન) જાણવા. મધુર, સ્નિગધ

એટલે દુધ, દહી, ધી, શાકર, ગોળ ઇતિયાદીક પદારથ કફ ગુણને (સમાન) જાણવા.

## વાયુંનો કોપ અથવા શમન.

(લઘુ યાહાર) એટલે જે પદારથ ખાધાથી જલદી પાચન થઇ જાય છે તે મગ, ચોખા, ઇતિયાદી જાણવા. (રૂક્ષયાહાર) એટલે ચણાદીક, વટાણા, વાળ, ઈતિયાદીક કોદ્દાલ, શોપારી જાણવી. (મીતયાહાર) એટલે જથુકનો ખોરાકથી દર વખતે થોડો ખોરાક ખાવો તે. એવી રીતના અભ્યાસથી અથવા (શીતળકાળ) સરદ વખતમાં અતી સરદી કરનાર પદાર્થ ખાધાથી, શરીરે ઘણી મેહનત કરવાથી, દરરોજ સ્ત્રીનો સંગ કરવાથી, અતીશે કામાતુંર રેહવાથી, ધન દોલતકે, ભાઇબંધોના વીયોગ થયાથી, સંસારના માહા દુઃખથી, ભયથી, અત્તીશે ચીંતાથી, રાત્રે જાગરણ કરવાથી, શસ્ત્ર કે હથીયારથી ઘાયેલ થવાથી, પાંણીમાં ઘણું તરવાથી, ખાધેલા ખોરાકનું પાચન બરાબર નહી થવાથી, ધાતુનો ક્ષય થવાથી, ઇતિયાદીક કારણથી વાયુંનો પ્રકોપ થાયછે. અગર એટલા કારણથી જે (પ્રત્યનીક) એટલે વીરૂધ, ઉષણ, સ્નિગધા દીક પદાર્થના સેવને કરી વાયુંનું શાંત થાયછે.

૧. વાયુંને બંધાયલા (સંચયની) વખતે સમાન ગુણનો વીહારાદીક પદારથનું સેવન કરવાથી વાયુંનો વધારો થાયછે, અથવા પ્રકોપને વખતે એવા પદાર્થનું શેવન કરવાથી પ્રકોપ થાયછે, પણ ઉપસમનની વખતે એવા પદાર્થનું સેવન કરવાથી શમ થાયછે. ૨ ગુરૂ, સ્નિગધ, ઉષણ ઈતિયાદીક પદાર્થ વાયું ગુણને (વીપરીત) જાણવા, હટાવનાર ; અથવા વીદાહી, શીત, મધુર, ઇતિયાદી પદારથ પીત્ત ગુણને વીપરીત જાણવા; અને કડવા, ઉષણ, રૂક્ષ, ઇતિયાદીક પદારથ કફ ગુણને વીપરીત જાણવા.

## પીતનો કોપ અથવા શમન.

"વીદાહી" અગ્ની ઉત્તપન કરનાર બાંબુના રોપા, રાઈ, શરસી ઇતિયાદી, "તીક્ષણ," મરી, મરચા, પીપર, ઇતિયાદી. "આમળ" ખટાસ ઈતિયાદી, "ઉષ્ણ" ગરમ પદાર્થોના સેવનથી અથવા અગ્નીનો શેક અત્તીશે લાગવાથી, તડકામાં બેસવાથી કે ફરવાથી, તડકાં સામૂ જોવાથી અથવા બપોર પછી ભુખ તરસ મારવાથી, અથવા રાત્રે ખોરાક ખાધા પછી તેનું પાચન પાછલી રાત્રે થતામાં અટકાવ થવાથી, ઇતિયાદી કારણથી પીત્તનો પ્રકોપ થાયછે; અગર એ કારણ માટે જે પીત્તને વીરોધી (મધુર) ગોળ કે શાકરા દીક પદારથનું સેવન હમેશ્યા ખોરાક સાથે કરયું હોયતો પીત્તને સમાવે.

## કફનો કોપ અને શમ.

મધુર[1], સ્નિગધ[2], શીત[3], અથવા જડ[4] પદાર્થના સેવને કરીને અથવા દીવસે નીંદ્રા કીધાથી, અથવા જઠરાગની મંદ થયેલી હોય તે ઉપર ભોજન કરયાથી, અથવા પ્રાત્તસકાલે ભોજન કરવાથી, તથા શરીરે મેહેનત વધારે કર્યાથી, વગરકામે બેશી રેહવાથી, ઇતિયાદી કારણથી કફનો પ્રકોપ થાયછે; પણ એવાં કારણોથી જે વિરૂધ, ઊષણ, રૂક્ષાદીક પદારથને હમેશા ખોરાક કે ઓષડમાં સેવન કરયું હોયતો કફનું સમન થાયછે.

૧ ગોળ, શાકર ઈતિયાદી મધુર પદારથ જાણવી. ૨ ઘી, મધ ઇતિયાદી સ્નિગધ પદારથ જાણવી. ૩ કેળના રોપા અને તેના કેળા તથા ફલ મેવા ઈતિયાદી શીત પદાર્થ જાણવા. ૪ ભેંશનું દુધ ઇતિયાદી જડ પદારથ જાણવા.

इतिश्री दामोदर सुनु शार्ङधरेण विरचितायां संहितायां सूत्रस्थाने प्रथमखंडे भेषज्यारव्यानकं नाम द्वितियोध्याय: २

---oo---

## અધાય બીજો.

## અથનાડી પરીક્ષા.

### નાડી પરીક્ષા.

જીવની[1] સાક્ષીણી એવી ધમણી એટલે હાથ પગના પોહચાના મૂળને ઠેકાણે નાડી ચાલેછે તેની ગતીથી શરીરનું શુખ દુઃખ પંડીતે જાણવું.[2]

૧ પ્રાણ વાયુનો સાક્ષિ ભૂત. ૨ નાડી પરિક્ષા કેઈ વખતે કરવી, અને કેઈ વખતે ન કરવી એ વખત સમજવો.

૧ જળો અને સરપની રીતે વાકી ચુકી ચાલેછે. ૨ કુલીંગ, એટલે કાબર, ગોર, કાગડા, દેડકા, અલ્લાની ચાલ કુદકા મારવાની હોયછે, તે પ્રમાણે જાણવી. ૩ હંસ પક્ષી, ખબુતરની ચાલ હળવે, એક સરખી હોયછે.

## વાયું, પીત, કફનો કોપ થયાથી નાડીની ગતી.

વાયુંનો પ્રકોપનાડી જલો[1] અને સર્પની ચાલ પ્રમાણે ચાલેછે. પીત્તનો પ્રકોપ થયાથી નાડી કુલીંગ,[2] કાગડા અને દેડકાની ચાલ પ્રમાણે જાણવી, કફનો પ્રકોપ થયો હોયતો નાડી હંસ[3] અથવા ખબુતરની ચાલ પ્રમાણે જાણવી.

## સનીપાત, બે દોશનો કોપ થવાથી નાડીની ગતી.

સનીપાત થયાથી નાડી, તીત્તર પક્ષી, લાવા પક્ષી, ગરૂડ પક્ષીની ચાલ પ્રમાણે ઝરઝર ચાલેછે, અને બે રોગનો સનીપાત હોયતો, એક વખત નાડી હળવે હલવે ચાલીને એકદમ ઝરઝર ચાલેછે.

## નાડીનું અસાધ્ય લખશણ.

જે માણસની નાડી પોતાના, સ્વસ્થાનથી ખસેલી હોય, અને રહી રહીને ચાલેછે, એવી રીતે નાડીની ગત્તી થયાથી, અથવા બેહુ રોગવાળા માણસને પ્રાણ નાશ કરનાર જાણવી. અગર જે માણસની નાડી ઘણી ક્ષીણ થઇ હોય, અથવા ઘણી શીત્તલ થઇ હોયતો તેવી નાડી નીસચ્યે કરીને પ્રાણનો નાશ કરનાર જાણવી.

## તાવ કે જવરાદીક ઈતીયાદીકની નાડી.

હરયેક માણસને સામાન્ય જવર એટલે હલકા તાવનો કોપ થયાથી તેની નાડી ગરમ થઇ ઝડપથી ચાલેછે, તથા કામાતુર સ્ત્રી કે પુરૂષ થયા પછી તેને સંગ કોઈનો ન થવાથી તથા ક્રોધ કે ગુસ્શો આવ્યાથી નાડી ઝડપથી ગરમ થઈને ચાલેછે; પણ હરયેક માણસને ફકર કે ચીંતા, ભય ઉપજ્યાથી અગર હરયેકના શરીરમાં ચીંતા કે ભય દાખલ થવાથી નાડી ક્ષીણ થાયછે. જે માણસની મંદા અગ્ની હોય તથા જેની ધાતુ ક્ષીણ થઇ હોય, તેની નાડી ઘણી મંદ ચાલેછે. જે માણસને લોહી ઉકાલો કે લોહી તપીને તેનો કોપ થયો હોય, તેની નાડી ચાલુ રહીને થોડી કે ઘણી ગરમ હોવા છતા પથર સરખી જડ થાયછે તથા ગરભવાન સ્ત્રીની નાડી જડ વજનદાર ભારે ચાલેછે.

## સુખી માણસની નાડી.

જે માણસની જઠરા અગ્ની પ્રદીપ્ત એટલે ભુખ શારી લાગે, ખોરાક હજમ જલદી થાય તેની નાડી (હલકી) એટલે રૂના જેવી નર્મ અગર જલદી પણ ચાલેછે, સંતોષી માણસની નાડી સ્થીર છતા બળવંત હોયછે, અને જે માણસ ભુખે વ્યાકુળ થયાથી તેની નાડી ચંચળ હોયછે, તથા ભોજન કરીને એટલે ખોરાક ખાઈને તૃપ્ત થયેલા માણસની નાડી સ્થીર હોયછે.

## હરએકની નાડી જોવાની રીત.

હરએક માણસની નાડી વૈદે જોવી હોયતો રોગીને ઝાડે, પીસાબની હાજતે જઈ આવ્યા પછી તેને સ્વસ્થપણે બેસાડી તેના હાથ પગ સ્થીર રખાવીને પુરૂષનો જમણો અને સ્ત્રીનો ડાહબા હાથના આગળા એક હાથમાં વૈદે પકડીને બીજા હાથે તેના પોહચાની નાડી સ્થીરપણે જોવી.

આમ વાયુંનો કોપ હોયતો નાડી ઘણી ભારી થાયછે. ગરભવંતી સ્ત્રીની નાડી ગંભીર અને પુષ્ટ તથા હલકી ચાલેછે. પાણીની તૃપાથી અથવા નીદ્રામાં કે આલસમાં, પડેલા, ભૂખી સંતોપી, નીદ્રામાંથી તરતનો ઉઠેલો, કોઈ કારણથી વીચારમાં પડેલો ઈતિયાદી માણસની નાડી સ્થીર ચાલેછે. મળ મૂત્રેથી કે ઝાડા પીસાબની હાજત થયેલા માણસની નાડી તાવ કે જવર આવેલા પ્રમાણે ચાલેછે. લોભી કે મદ ઉતપન થયેલાની નાડી કીંચીત ચંચળ ચાલેછે. ચોરી કરનાર માણસની નાડી તીવર; ચંચળ, ઝડપથી અને નરમતા ભરેલી ચાલેછે. ઉદ્યોગી તથા મારગે ચાલીને થાક પામેલા માણસની નાડી ગર્મ થઈ ચંચલ ચાલેછે. ભૂત નાડી, (કનીષ્ટીકા) છેલ્લી આંગળીની નાડી ચાલતી હોયતો ભૂત ઉપદ્રવનો વાયું જાણવો, ભૂત પીશાચની બીહકથી ચમકેલો હોય તે. (અનામીકા) છેલ્લી આંગળીની પડોશની બીજીની નાડી ચાલતી હોયતો કુળદેવનો ક્ષોભ જાણવો. (પ્રગણી) અગુઠાના પડોસની આંગળીની નાડી ચાલતી હોયતો જળદેવનો ઉપદ્રવ જાણવો. (મધ્યમે) વચલી આંગળીની નાડી ચાલતી હોયતો દેહ રોગ જાણવો. અજીરણની નાડી કાગડા, હંસની ચાલ પ્રમાણે અને આકાશમાં વાદલાં ચાલેછે તેવી તથા નીદ્રામાં પડેલા માણસના જેવી અથવા કફનો કોપ થયેલા માણસની નાડ જેવી જાણવી. (અશાધ્ય સ્નીપાત્ત) સખ્ત સ્નીપાત થયેલા-ની નાડી વારંમવાર ક્ષણમાં તુટી તુટી ને ઝર ઝર તથા લાકડા પ્રમાણે સખત અને સ્થીર તથા વાકી ચુકી, હળવે હળવે ને વળી ઝર ઝર, ઠેકાણે

પડીને, ગરમ ઉષ્ણ હોય, મોહટા વેગે ચાલીને તાવ સાથે વ્યાપત થઇને, તીતર, પીંગળા, લાવા પક્ષીની ચાલ પ્રમાણે, તથા અટકી અટકી ચાલીને, સ્વસ્થાન છોડીને, ભરમતામાં પડે, સ્વસ્થાને પાછી આવે, એવી નાડી સખત સ્નીપાતવાલા માણસની ચાલેછે. જેની નાડી રહી રહીને ચાલેછે અને અત્તીસે સીત, અને થંડી થઇ હોય, એકાએક કોહણી સુધી નાડી ગએલી હોય તે નાડી માણસના અંતની જાણવી. તેમજ (તરજની) અંગુઠાના પડોસની આંગળીની નાડી ચાલવાથી તે પણ માણસના અંતની નાડી જાણવી. જેની નાડી સ્વસ્થાને ભરમ હોવા છતા ચક્ર પ્રમાણે ફરેછે તથા ભાયની નાડી પ્રમાણે ક્ષણમાં અત્તી સુક્ષગ ચાલેછે તે અશાધ્ય જાણવી. જેની બપોર પછી તાવ જવર મુક્ત અને અગ્ની જેવી ગર્મ એવી નાડી ચાલુ થઇ અથવા નાડીની ચાલ બદલી અતી જલદ ચાલતી થઇ તો તે રોગી એક દીવસ પછી મરણ પામે. અગર જેની નાડી ધોલકે દમરૂના અવાજે ચાલતી હોયતો ચોઠે દીવસે મરણ પામે, અથવા જેની નાડીએ સ્વસ્થાન છોડયું તે ત્રણ દીવસે મરણ પામે. જો નાડી ગર્મ અને શરીર દુરબળ થઇને થંડુ અથવા ઘણો તાવ, શરીર ક્ષીણ, નાડીની ગતી મંદ ઇતિયાદી હોયતો તે રોગી બે દીવસે મરણ પામે. ક્ષય રોગ અથવા રાજ ક્ષય રોગ થયા પછી તેની નાડી જલદ અને ગર્મ ચાલેછે અને તેનું મરણ બોલ બોલતા હુશીયારીમાં એકાએક થાયછે.

## મુત્રની પરીખશા.

પ્રાતસકાળે રોગીએ ઉઠીને મૂત્રની પેહલી અને છેલી ધાર જવા દેવી અને વચલી ધાર કાચના ગલાશમાં ભરવી, તે સ્થીર થયા પછી તેમાં તલનાં તેલનું ટીપું ઘાસની સલીએ નાખવું, તે ટીપુ પડતાજ નીચે જઇને ઉપર આવ્યું અને તેમાં વીંધ દેખાય તથા મૂત્ર કાળૂ કે તાબુસ રંગનુ થયું હોય અગર મૂત્રમાં તેલનું ટીપુ પડતાજ મલી ગયું તો તે

રોગ અસાધ્ય રોગ સખ્ત જાણવો. તેમજ ટીપુ પડતા તેમાં પસરયું તો તેપણ અસાધ્ય જાણવું. ટીપુ પડતા તેમજ રહયું તો કષ્ટ સાધ્ય, તળે જઇને બેઠુ તો રોગી મરણ પામે. (વાતા વિકય) વાયુંનો રોગ હોયતો ટીપુ નાખતાજ પસરે તો અને મૂત્ર રકત વરણ તથા શીતળ જેવું થાયછે. (પીત્ત વિકય) પીત્તનો રોગ હોયતો તેલમાં પરપોટા થાયછે; અને મૂત્રનો પીળો રંગ અને ગર્મ હોયછે. (કફા વિકય) કફ રોગ હોયતો મૂત્ર સ્નિગધ, પાતળું, સફેદ રંગનું, ખરકના રંગ જેવું દેખાયછે. સન્નિપાત રોગ વાલાનું મૂત્ર કાળું, લાલ, અને પીલું ત્રણે રંગમાં મળેલુ હોયછે. વાયું ને પીત્ત બે રોગવાલાનું મૂત્ર ધૂમ્ર વરણ થાયછે. વાયું અને કફ વાલાનું મૂત્ર ફીણ યુકત હોયછે. ધાતુ અને ઇંદ્રીના રોગવાલાનું મૂત્ર તેલ જેવું હોયછે. વાયું, કફ, પીત્ત ત્રણે મળેલા રોગનું મૂત્ર કાળું, પીળું, લાલ, ફીણ યુકત, પરપોટા યુકત, સોના રંગ જેવું દેખાયછે. જે મૂત્ર રવાદાર ઘી જેવું થયું હોયતો તે રોગીને જલંનદર થયેલું જાણવું.

## તેલના ટીપાનો આકાર.

હરયેક રોગીના મૂત્રમાં તેલનું ટીપુ નાખયા પછી તેનો તરત આકાર ચમર, પદમ, શંખ, પરણ, ફળ, પુષ્પ, મણકા; સીંહ, કુત્રો, હાથી, પોપટ, જનાવર; મણુષ; શસ્ત્ર; સરપ, વાંદરો, બીલાડુ, ડુકર, ઇતિયાદીનો આકાર તેલ પસરીને નાખેલા ટીપામાં દેખાય તો તે રોગીનું દુઃખ અશાધ્ય જાણવું. મૂત્રમાં તેલનું ટીપુ નાખતા પ્રથમ પૂર્વે, પશ્ચિમ કે ઉત્તર દીશ્યા તરફ ટીપુ આકૃતીમાં વધવા લાગ્યાથી રોગી શારો થાય, પણ ટીપુ દક્ષીણ તરફ આકૃતીમાં વધવા લાગ્યાથી રોગી મરણ પામે. અગ્ની, નૈરત, વાય્ય, ઇશાન કોણે જો ટીપુ વધ્યુતો રોગ અશાધ્ય જાણવો.

## મળ પરીખશા.

વાયુંનો કોપ થયાથી મળ એટલે ઝાડો ફીણ યુકત અને રૂક્ષ તથા

ધુમ્ર વરણે અને જેમાં ચોકા પાણી કે છાશ જેવો હોયછે. પીત્તનો કોપ થયાથી ઝાડાનો રંગ લીલો, પીલો ગંધ યુક્ત, કંઠણ, ઉષ્ણ એવો હોય છે. કફનો કોપ થયાથી શફેદ વર્ણ કર્દક શુકો, પાતળો એવી રીતે હોયછે. વાયું અને કફનો કોપ થયાથી ઝાડો આર્દ્ર, શ્યામવર્ણ, ચીકાશથી ભરેલો, ચોકા પાણીનો, ભેળસેળ હોયછે. વાયું અને પીત્તનો ઝાડો પીળો, કાળો, આર્દ્ર અને તેમાં ગોટલી બંધાયલો હોયછે. પીત્ત અને કફનો પીળો, પાંડુર વર્ણનો હોયછે. પીત્ત, વાયું, કફના ત્રણે રોગનો ઝાડો સફેદ, પીળો, કાળો શીતલ, ગોટલી બંધાયલો હોયછે. અજીરણ રોગનો ઝાડો દુરગંધીનો શીત્તલ હોયછે. હાડપગીનો તાવ, જીરણ જવરનો ચોદા પાણીનો હોયછે. જલનદર રોગનો ઝાડો અત્તીશે દુરગંધી સફેદ રંગનો હોયછે. ક્ષય રોગનો ઝાડો શ્યામવરણ હોયછે. લોહી ઉકાલાનો ઝાડો પાતળો અને લાલ રંગનો હોયછે. મરણ પામનારનો ઝાડો દુરગંધીનો તામ્રુસ રંગનો હોવા છતા જરા શફેદી ઉપર તથા માંશ જેવો અને શ્યામવરણ હોયછે. એ પ્રમાણે મળ એટલે ઝાડાની પરીક્ષા જાણવી.

## જીભની પરીખશા.

વાયુંનો કોપ થયાથી જીભ ખડખડીત છતા ફાટો પડેલી અને પીલી હોયછે, પીત્તનો કોપ થયાથી લાલ છતા તેમાં જુજ શ્યામતા હોયછે. કફનો કોપ થવાથી સફેદ વરણ ચીકાશ ભરેલી જીભ હોયછે. બે રોગ મળીને તેનો કોપ હોયતો ઉપર લખેલા બે રોગના લક્ષણ થાય, ત્રણ રોગ મળીને તેનો કોપ થયોતો જીભને કાશ, અને કાંટા ભરેલી શુકી હોયછે.

અરૂચી, અત્તીશારનો રોગ હોયતો જીભને મધુરતા હોયછે. પ્રમે, સંગ્રહણી હોયતો તેની જીભ ધુમ્ર વરણ અને ઉષ્ણ તથા કપિશ વરણ હોય છે. વિસ્ફોટક રોગ હોયતો જીભ ખડખડીત કાંટા સરખી છતા તેમાંથી પાણી ગળેછે. મરણ કાળ નજીક આવેલા રોગીની જીભ ખડખડીત થઇ ખેંચાઇ ગએલી અથવા ફીણ ભરેલી, શખ્ત, લડડતી હોયછે.

## નેત્ર પરીખશા.

વાયુંનો કોપ થયાથી નેત્ર રૂક્ષ, ધુમ્ર વરણ, દહા યુક્ત, ચંચલ, ઉગ્ર એવી રીતે હોયછે. પીત્તનો કોપ થયાથી નેત્ર પીળા હલદ સરખા, અથવા તાંબુસ વરણ, દાહયુક્ત અને દીપક જોવાને અસમરથ હોયછે. કફનો કોપ થયાથી નેત્ર સફેદ વરણ, લોહી વગરની, પાણી ઝરતી, ચીકાશ ભરેલી, શખ્ત હોયછે. બે રોગ મળીને તેનો કોપ થયાથી ઉપર લખેલા બેહુ લક્ષણો હોયછે. ત્રણે રોગ મળીને તેનો કોપ થયો હોયતો ઉપર લખેલા ત્રણે લક્ષણો મળેલા હોયછે.

## અસાધય લખશણ.

જે રોગીની એક આંખ તેજહીણ ફાટેલી રહીને બીજી આંખ બંધ હોય તે રોગી એક પોહરે મરણ પામે, અથવા આંખોના ડોળા તેજહીણ થઇ ચહડી જાય તે પણ અશાધ્ય જાણવું. જેની આંખોને ધુજારી છતા ભ્રમીષ્ટ સરખી કે ચંચલ, ભયંકર અને તેજહીણ, કૃષ્ણવરણ, કાળા રંગની, લાલ રંગની, રૂક્ષ થાયછે, અને મુખનો ચેહરો ભયનકર દેખાયછે તે રોગ અશાધ્ય. આંખો માંહેની કીકી ભ્રમીષ્ટ થઇને આંખો ફાટેલી રહેછે તે રોગી એક દીવસમાં મરણ પામેછે.

## સવરૂપની પરીખશા.

પ્રાતઃકાળે રોગી પાશે જઇને તેનું સ્વરૂપ જોવું. તે તેજહીણ, વીચીત્ર, શ્યામવરણ હોયતો વાતજન્ય વાયુંનો કોપ જાણવું. પીત્ત વરણ મુખ, કીચીત સુજેલું હોયતો પીત્તનો કોપ જાણવો. કળાહીણ મુખનો ચેહેરો છતા ચીકાશ ભરેલો દેખાય, અને આંખોમાં ચીકાશ હોયતો તે રોગીને કફનો કોપ જાણવો. કલેજાનો કે ફેફસાનો રોગ, ગડ ગુમડા, ગાંઠો, શૂળ, નળ વાયું, વાય ગોલો, ડંબાનો રોગ, જીવજંતુ, પાહા, કોર ગાંઠોને હાથેથી દાબી તપાસીને રોગની પરીક્ષા કરવી.

## શબ્દ પરીખ.

વાયુંનો કોપ હોયતો કંઠમાંથી શબ્દ ઘ તો શબ્દ શુરેખ નીકલેછે, કફનો કોપ હોયતો નીકલેછે ; બે અથવા ત્રણ રોગ મળીને હોયતે રોગના લક્ષણો મળેલા હોયછે.

## સ્વપરશ પરીખશા.

વાયુંનો કોપ હોયતો શરીર ઉપર હાથ ફેરવ્યાથી લાસના પાત્રાં જેવું ખડખડીત અને શીતલ હોયછે, ૧ તો સ્વપરશ કરતા ઉષણ, ગરમ હોયછે, કફનો કોપ હોયતે અને ચીકાશ ભરેલું હોયછે, બે અથવા ત્રણે રોગ મળીને કે તો બે અથવા ત્રણે રોગના લક્ષણો મળીને હોયછે. જે રોગી સ્વપરશ કર્યાથી ક્ષણમાં શીતલ અને ક્ષણમાં અત્તી તાપ એવી હોવા છતા તેનું શરીર ઘડી ઘડીમાં ગર્મ અને ઠંડુ થતું હોયતે રોગ અ શાદ્ય જાણવો.

## સાધ્ય લખશણ.

રોગીને ફાયદો થાય તેના લક્ષણ. મુખ તેજસ્વી, નાડી સમ, સરખ સબ્દ કોયલ જેવો, અગ્ની પ્રદીપ્ત, મસ્તકતર, જીભ અને હોટ સ્તાશ ભરેલા, હાથે, પગના તલીએ, છાતીએ, રદયે નીરાત કે ધરદતા, ચીંતા વગરનું મન, હાથ પગના નખો અને શરીરની શરે નશોરતાશ ભરેલા, સુગંધીની વસ્તુ ઉપર પ્રેમ હોય એવા લક્ષણ રોગીના હોયતો તે રોગીને ફાયદો થશે.

## અશાધ્ય લખશણ.

રોગીને ફાયદો થવાની કદાચીત આસ્યા હોય તેના લક્ષણ અત્તી તીક્ષણ જ્વર કે તાવ, બડબડ કરે, નેત્રો, આંખો, નખો, ઘણી

લીલા, શફેદ; હાથે પગે થંડક, શબ્દ ઊ-
નાકે તેજહીણુ, કંથે ઉતરવાનો અટકાવ,
, ઘર્મ, કંપ થાય એવા લક્ષણો જે રોગીને
ાની આશ્યા કદાચીત રાખવી.

## ણુ કાળના લખશાણ.

ારીરે પુષ્ટ છતા એકાએક તેનું માશ ગળીને હાડકા
ાાણસ એકાએક પુષ્ટ થયેલો હોય; તેની બુદ્ધીમાં ફરક
૭ મહીનામાં મરણ પામે. જે રોગીને રાત્રે દાહ અને
ઠ વરોધ, હલું, હાત, પગ, નાકને શીતળતા, મસ્તકમાં
લક્ષણો જે રોગને મરણની ધાસ્તી જાણવી.

## વઈદને તેડવા જનાર ખેપીઓ.

ને તેડવા જનાર માણસે; વૈદને સ્થાનકે જઈને પ્રથમ શું શબ્દ
ત વીશે વૈદ વીચાર કરવો. તથા તે માણસ હરયેક રોગીનો મીત્ર
ડકનો સગો હોવો જોઈએ, તેના હાથ, પગ, અને સર્વે આંખ્યો હિણ
ળેલા, નબળા ન જોઈએ, તથા વૈદને પ્રથમ તેડવા જનાર સર્વે રીતે
તળ ખુશીમાં; અથવા સફેદ પોશાકે, ઘોડા ઉપર કે બલદની સવારી
કરેલા, સફેદ ફુલ તેની પાશે હોય, અથવા તાજે રસ ભરેલા મેવો તેની
પાસે હોય, કે દહીથી ત્રપ્ત થયેલો હોય; અથવા તેનું જંગ ચરીત્ર વખા-
વા લાયેક હોય, અથવા તેનો વેપાર કે શરીરે ઉત્તમ પ્રકારનો હોય, વીદ-
વાન હોય, તે જે બાજુથી આવેલા હોય તે બાજુથી તેના નાકનો સવાર
કે વાયું ચાલતો હોય, અને બૃહસ્પત્તીની પુર્વેથી તથા ઉત્તર દસ્યાથી
આવેલા હોય, એવા સુભ પ્રકારે વૈદને તેડવા, સુભ દીવસ જોઈ ઉપલા
હરયેક લક્ષણે આવેલા હોયતો, રોગીને જરૂર તે વૈદના જવાથી ફાયદો થાય.
પણ તે રોગી કે તેની વત્તીથી તેડવા આવનાર દક્ષીણુ દસ્યાથી, કે ઉપર
ન લખેલા અસુભ લક્ષણે આવેલા હોયતો, રોગીને ફાયદો થતો નથી.